પૈસા લાવો ને બાયડી વેચાતી લો.

# બાયડી.

અથવા,

## સંસારોપયોગી રસીલી કથા.

રચનાર.

નંદલાલ ઉત્તમરામ સુતરિયા.

દોહરો.

પ્રીત પરણો બાયડી, પણ વિચારો વાત;
નબળી જો આવી મળે, જન્મ તણી પંચાત.

સુરત.

'મોહાબક્ષ પ્રેસ.' છાપનાર તથા વેચનાર મંચેરજી
જમશેદજી. પોટવાળા. દુકાન નાણાવટ.

કીમત એક આનો.

અરે સુમરા સાહેબ, એક આનામાં

અતમાં શરમાયાતો પછી જેવી હશે તેવી જન્મ સુધી વેઠવી પડશે. પરમેશ્વર; તે બિચારાએ શું પાપ કર્યું હશે? તેને સંસારના લ્હાવો લીધો! તેને શું સુખ લીધું! વગર ફોગટની તેને પીડા વળગી. તેની નાતમાં બીજી બાયડી થઇ શકતી નથી. તેથી તે હમેશાં ના ઊંડા દુઃખમાં પડયો. અને હરરોજ તેનું શેર શેર લોહી સુકાવા લાગ્યું

હવે પેલી કુંભારજા પણ સમજવા લાગી કે હવે જો હું કાંઇ સુધરીશ નહિ; તો મારો જન્મારો વ્યર્થ જશે. કારણકે જ્યાં સુધી હું સુધારવાની નથી ત્યાંસુધી મારો ધણી મને રાખવાનો નથી.

ગણપતરામે પણ પોતાની બાયડીને શીખામણ દેવાને પોતાના ઘરના પાછલા ભાગમાં સારા આચરણ વાળુ ભાડુત રાખ્યું હતું. અને તેની પાસે ભાડું ન લેતા પોતાની બાયડીને શીખામણ દેવાનીજ પાકી સરત આગળથી કરી હતી.

કેટલાક દિવસ પછી તેની બાયડી જરા સુધરી તેથી બાયડીની સાથે કેટલીક કબુલત લઇ રાખી. વળી થોડાક દિવસ ગયા પછી પાછી તેની ખરાબ આદત સરૂ થવા લાગી. જેથી વળી તેની બાયડીને ઘરના બીજા ભાગમાં રાખી. તે બાયડીનો છોકરો થએલો હતો તે પણ તેની માના સ્વભાવનોજ હતો. કારણકે જેવા ગુણ માબાપના હોય તેવાજ ગુણ ઘણુ કરીને છોકરામાં આવેછે.

એક સમે તેને પોતાના છોકરાને તથા વહુને કહ્યું કે હું નાકરીએ જાઊ છું. વખતે ત્યાંથી કોઇ માણસને કાંઇ લેવા કરવા મોકલું તો આપજો.

ગણપતરામે એમ જાણીને કહ્યું હતું કે હવે ઉનાળાનો વખત પાસે આવવા માંડયો છે. જેથી પાણી ધાણી વગેરે કાંઇ લેવા કોઇને મોકલું અને અડબંગો વખતે ન આપે. તે

 ૩૫૩૯

આગળથી કહી મુકયું હોય તે મારૂં. જેવખતે ગણપતરામે કાંઇ ચીજ લેવા આવે તો આપવી. એમ કહ્યું. તે વખતે તેના બાર ણા આગળથી એક લફંગો જતો હતો. તેને શ ભળ્યું. અને જરા રે ગણપતરામ નોકરી ગયા. ત્યારે તેલફંગો ઘરમાં ગયો. અ ને કહ્યું શેઠસાહેબે રૂપિયા પચાસ મગાવ્યા છે. તે મને આપો. લઈ તમને આપું આ કેળવાયલા વગરની બા યડી ઉઠી પેટી ઉઘાડી અંદરથી રૂપિયા પચાસ ગણી આપ્યા. ત્યાર બાદ જ્યારે તેનો ધણી આવ્યો. ત્યારે તેની બાયડીએ રૂપિયા આપ્યાની વાત કહી. જે શાંભળી ગણપતરા બોલ્યો વાહ! કેળવાયલી અને અકેળવાયલામાં કેટલો તફાવત છે. રૂપિયા જેવી ચીજ આપવી તે એને એમ અપાય? તે પણ વળી થોડા નહિ પણ પચાસ. હાલ બાયડી તેની સાથે રહેતી હતી. હવેથી પેટી ની કુંચી ગણપતરામે લઇ લીધી અને બાયડીને કહેકે કે હવે પછી એવી બારે ચીજ આપવી નહિ. મેં તો ફકત પાણી વગેરે મંગાવવાની તલબથીજ કહ્યુ હતું. કાંઈ રૂપિયા જેવી ચીજ ને માટે વગર ચીઠ્ઠીએ આપવા કહ્યુ નહોતું. ગણપતરામ સમ જુ હોવથી વધારે કજીઓ કીધો નહિ. રૂપિયા કોણ લઈ ગયો તેની તપાસ કરતાં ઠગ પકડાયો નહિ.

ગણપતરામની અભુજ બાયડીથી તે બિચારાના રૂપિયા ગયા. રૂપિયા પચાસ આહા! તે રળતા તેને કેટલી મુશીબત પડી હશે! તે આવી બેવકુફ બાયડીએ જરા વારમાં ગુમાવ્યા. રામ રામ!!

એક વખતે ગણપતરામે પોતાની બાયડીને કહ્યું આજે મારે માટે દાળ ભાત કરી મુકજે, એટલે હું આવી જલદીથી ખાઇ લેઇ જઇશ. એમ કહી તેનો ધણી નોકરી પર ગયો. ત્યારે તે યડી વિચારવા લાગી કે મારા ધણીએ દાળભાત રાંધવાના કહ્યા

છે તે કેમ રાંધું? મેં તો કોઈ દિવસ દાળભાત રાંધ્યા નથી. દાળ અને ભાત જુદા નો થાય પણ દાળભાત સાથે રંધી મેલો ખીચડી થઈ જાય પણ કહ્યું છે તેમ કરું તેમ વિચારી દાળ અને ભાત સાથે તપેલીમાં ઓરયા અને તેમાં મીઠું મરચું વગેરે નાંખ્યું. પછી તેનો ધણી આવ્યા અને ખાવાનું ગળચી જેવું રંધેલું જોઈ ઘણોજ ગુસ્સે થયો પણ સમજુ હતો તેથી તે વાતને જવા દઈ ને સુખેથી ભુખ્યો ચાલ્યો ગયો. પછી સાંજરે આવીને તો બાયડીને વધારે શીખામણ દીધી પણ તે પથ્થર ઉપર પાણીજ હતું તેને પોતાની બાયડીને સુધારવા ઘણી મહેનત લીધી. પણ અત્યાર સુધી તે વ્યર્થ ગઈ હતી.

તે બાયડી જ્યારે રાંધતી હતી ત્યારે કાંઈ સકાર વગરનુંજ રાંધતી હતી. કોઈ દિવસ ખારૂં કોઈ દિવસ મોળું અને કોઈ દિવસ તીખું. વગેરે અનેક તરેહનું વીચિત્ર રાંધતી હતી. જે ખાય કોઈને તો ખવુંજ ગમે નહિ. પણ બિચારાના કરમના ભોગ કે તે બિચારાને માથે તેના માબાપે પરણાવ્યો હતો.

એક સમયે તેણે પોતાના ધણીને માટે સગડી ઉપર દુધ ઉનું કરવા મુક્યું. પણ તેની નીચે કેટલો તાપ રાખવો તેનું તેને ભાન નહતું ચુલામાં તાપ વધારે રહેલો તે બાયડી હતી અને તદન અકલ વગરની હતી. તેણી પડોશી- માં ગપાટા મારવા બેઠી. તે પેલું સઘળું દુધ તદન બળી ત્યાં સુધી તેને તે ઉતારવાનું કાંઈ ભાનજ નહોતું. આ રાત પડી હતી. તેથી તેના ધણીને બજારમાંથી બીજું લાવી શક્યું નહિ. અને દુધ વગર ખાવું પડ્યું.

એક દિવસે તેની બાયડી તેના ધણીને કહેછે; આ માટીનો ચુલો શામાટે આપણે ત્યાં રાખ્યોછે? મારે રોજને રોજ લીપવો પડેછે પણ જો લકડાનો ચુલો તમો લાવોતો મારે લીપવા કરવાની પંચાત નપડે. ગણુપતરામ બોલ્યો અરે તારા જેવી બંજી બાયડી મેં પૃથ્વીના પડમાં જોઈ નથી. વારૂ તેં લાકડાનો ચુલો કોઈ જગ્યાએ જોયો છે? તુંજ વિચર. કે લાકડાનો ચુલો હોયનો બળી ન જાય. વહુ - લાકડાનો ચુલો બળી કેમ જાય. માટીનો ચુલો કેમ નથી બળતો! અને લાકડાનો ચુલો બળી જાય એ શું? ગણુપતરામ--અરે ભોળી, ચુલામાં આપણે લાકડા બાળીએ છીએ તેમ લાકડાનો ચુલો હોય તો તે પણ બળે. આવી કમઅક્કલ ની બાયડીઓ સારા કેળવાયલાને શું સુખ આપે ને સુખ પામે શું! ખરેખરી પ્રિતિ સરખે સરખા જોડામાંજ હોયછે. અરે એવા બાયડીઓના ધણીઓ શું સુખ પામે. કંઈજ નહિ!

ગણુપતરામ—પેલા ચોપડાછે તે હું માણસ મોકલું તેને આપજે. મારાથી ઊંચકાય એમ નથી. તેથી લઈ જતો નથી.

પેલી બાયડી સમજી કે ધણીએ રાંધેલા ચોપડા (ચાર પડ ળી રોટલી.) કહ્યા એમ ધારી જે માણસ આવ્યું હતું તેને રસું ઉઘાડી ખાવાના ચોપડા કહાડી આપવા લાગી. જે જોઈ ચાકર બોલ્યો. આ શું આપોછો? એશા કામમાં આવશે? ન વગરની બાયડીઓમાં મિજાજ વધારે હોયછે. તેથી તેને કહ્યું. તને આપું તે સીધા રીતે લઈ જા. તારે શુ તમે

તારે જે આપીએ તે સીધી રીતે લઈને જા. ચાકર લઈને સ્ટેશન ઉપર જયાં તેના શેઠ બેઠા હતો ત્યાં આવીને. બોલ્યો કે શેઠાણીએ તો રોટલીઓ આપીછે તે ક્યાં મુકું? ગણપતરામતો વિચારમાં પડયો. રોટલીઓ કે'વી! મેં તને ચોપડીઓ લેવા મોકલ્યો હતો અને આ શું લાવ્યો! ચાકર બોલ્યો મેં શેઠાણી ને કહ્યું પણ તેને તો મિજાજ કરી રોટલીઓજ આપી. આથી ત્યાં બધા બેઠેલા હતા તેઓની આગળ તથા ઘ... પરી ને ચાકર નફરોની આગળ તે બિચારાની આબરૂ ગઈ. બિના બનવાથી તે બિચારાના ત્રણ દિવસ દિલગીરીમાંજ ગયા. આમ છતાં તેની જીંદગી ની દિલગિરી મરતા સુધી ચાલુ હતી.

વળી એક વખતે તેને ઘેર પરગામના પરોણા આવેલા છતા તેની બાયડીની અસભ્યતાને લીધે તેનું દિલ અતિ દુ:ખીત હતું. આખરે તે આદુખ ભરેલી જીંદગી કરતા મ... વધારે ચાહવા લાગ્યો.

ઓ નાથરે, જોડું હાથરે, થજે સરણેરે.
દુખડા બહુ, બુરી વહુ, આપી સહુ.
સારૂં એથી મરણેરે. ઓ નાથરે૦

લાવણી.

મારે માથે દુ:ખડા આવ્યા, શીદ મને માથે આ
બુરી વહુથી લોકે નીંદા, કેમ દિવસ જાશે

ત્રી મારી, રોઝજ જેવી રોઝ ખરી;
કહું છું, સારૂં સારૂં ખરે હરી.
રજ ભાસે, ત્રાસે તન તવાયું જો;
નપરાળ્યો, ઠીકજ ત્યારે થાતજ હો.

ભુજંગી છંદ.

હરી દુખડા થીચ'ડે મારી વા'લે,
કિધા ઘાવ માતાપિતા ખૂબ સાલે.
કરે ઠીક તું, કાંકરે મર્ણ હારે;
મળી શીદને નાર ત્યાં કાજ મારે,
રહ્યા હોત વાંઢાં તદા સૂધ સાંધો,
નહું સોસ કસોસ કે થાત વાંધો;
લઈ લે ઉપાડી અધીરો હરારે.
મળી શીદને નાર ત્યાં કાજ મારે.

પ્રમાણે તે બિચારાએ જેમ તેમ દુઃખે પાપે પોતાની
રેલી જીંદગી પુરી કરી. અરે ભાઈઓ અનેક પ્રાકરના
બાળ લગનમાં થાયછે. તેમજ જો મોટપણે પણ મળ
ભાની બાયડી નહોયતો માહા આબદાના ભારા.

પિય બાંધવો બાયડી પરણવી તે વખતે મળતા સ્વ
ઇનેજ પરણવી. ઘણાકો માબાપના છતા એમ કર
યછે. પણ આખરે નબળી મળેલી સ્રી તમારેજ

માથે પડશે. શાક લેવાજો આપણે

તો તેપણ જોઇને લઇએ છીએ.

દગી નો સબંધ તેને એમને એમ ગુ.

લેવીએ ઠીકછે? ના, એમાં ઘણી વાર માઠા

આપણામાં કેહેવત ચાલેછે કે "શાક બ

બગડયો. અથાણું બગડયું તેનું વરસ બગડ્યું

બાઈડી બગડી તેનો જન્મારો બગડયો" ઘણુંકરીને જે.

ટેવ આગળથી હોયછે તેજ મોટપણે રહેછે. તેથી જો

જાણી પીછાનીને બાઈડી પરણવામા આવેતો નઠારી નીવ

ડવામાં આવે નહી પછીથી બગડવુ એતો સગતી ઉપર

આધાર રાખેછે. ભાઈઓ બાઈડી પરણોતો મનસ્વભા

મેળવીને પરણવી. આ સવાલાખની શીખામણની જ.

તમારામાની કોઇ બાઈડી નબળા સ્વભાવની નીકળે ત્યારે

માલમ પડે.

**સમાપ્ત.**